શ્રી

# શૂરવીર શિવાજી નાટકનાં

## ગાયનો.

વાંકાનેર "આર્યહિત વર્ધક"

નાટક કંપનીને માટે

---

રચીને પ્રસિદ્ધ કરનાર


**રાવલ ત્રંબકલાલ દેવશંકર**

તથા

**ત્રવાડી ત્રંબકલાલ રામચંદ્ર**

વાંકાનેર આ૦ હિ૦ વ૦ ના૦ કંપનીના માલેકો.


---


આવૃતિ ૬ ઠી પ્રત ત્રણ હજાર





**અમદાવાદ**

સીવીલ હૅસ્પીતાલ સામે પાનાભાઇની વાડીમાં

વિશ્વેશ્વર પ્રેસમાં ઇશ્વરદાસ જેકરણદાસે છાપ્યા.

સંવત ૧૯૬૧ સને-૧૯૦૪

કીંમત રૂ. ૦—૨—૦

# શૂરવીર શિવાજી

## નાટકનો પ્રવેશવાર સંક્ષિપ્ત સાર.

### અંક પહેલો.

૧. પ્રારંભમાં અપ્સરાઓની ઈશ્વર પ્રાર્થના.

૨. **શિવાજી, દાદાજી** કોંડદેવ. ન્યાયશાસ્ત્રી **રૂઘનાથપંથ તાનાજી** માલુસરે, **મોરોપંત અને ચંદ્રરાવ** વિગેરે સૈનિકોની રાજ ખટપટ, શિવાજીના સ્તુતાથી દેવી ભવાનીનું આવવું અને શિવાજીને એક ભવાની નામે તલવાર આપી આર્ય ધર્મ પ્રવર્તાવવા તેની આજ્ઞા. **રઘુનાથ** સિંહ હાવીલદારને કેટલાક કાગળો આપી તોરણાગઢ મોકલે છે. શિવાજીની વિજાપુર જવા તૈયારી.

૩ તોરણીમાતાના પુજારી જનાર્દનની ઉછેરેલી કન્યા સર્યુની મદન પીડામાં તેની સખીઓની હાંસી.

૪ **રઘુનાથ** સિંહનું તોરણાગઢ આવવું, શિવાજીના કાગળો કિલ્લેદારને આપી જનાર્દનને મળવા જતાં સર્યુનું અપુર્વ સૌંદર્ય જોઇ પ્રેમ સકત થવું. સર્યુનું પણ રઘુનાથ પર મોહિત થવું રઘુનાથને જનાર્દનનુ મળવું અને શિવાજીના સમાચારનું જાહેર કરવું જનાર્દનનું રઘુનાથને જમવા રોકી દેવીની પુજા કરવા જવું. પાછળથી રઘુનાથનો અને સર્યુનો નેત્ર મેળાપ. સર્યુની પ્રેમબેશુદ્ધિમાં પડી ગયેલ કંઠમાળા રઘુનાથ સપ્રેમે સર્યુને પહેરાવી વિદાયગીરી લઈ જાય છે.

૫ વિજાપોરમાં શિવાજીની અફઝલખાંથી મુલાકાત. ત્યાં રઘુ

નાથનું કિલ્લેદારનો પત્ર લેઇ આવવું. ત્યાંથી શિવાજીનું પુના સર કરવા ચડી જવું.

૬ સાહસ્તખાનનું ઘર. પહેરેગીરોની મુર્ખાઇ શિવાજી પુના સર કરે છે અને ત્યાંથી રૂદ્રમંડળનો કિલ્લો સર કરવા ઉપડી જાય છે

૭ **શિવાજીના** કુમાર **સંભાજી** અને તેના મિત્રોની ગોપની ગમ્મત.

૮ રઘુનાથસિંહના વિયોગથી સર્યુનો સંતાપ. ત્યાં રઘુનાથનું રૂદ્રમંડળનો કિલ્લો સર કરવા જવાનું હોવાથી સર્યુને મળવા આવવું સર્યુની ભેટ અને દાંપત્ય પ્રેમનું અવલોકન રઘુનાથનું ખેદયુક્ત રજા લઈ જવું.

૯ રૂદ્રમંડળની લડાઇમાં રઘુનાથનું ઘાયલ થવું. તેના મન પરાક્રમ અને સ્વામિભકિતથી શીવાજીની તેને શાબાશી. રાજદ્રોહી ચંદ્રરાવનો રઘુનાથ ઉપર દ્વેષ હોવાથી અને રઘુનાથ યશસ્વી થવાથી તેને ફસાવવા ચંદ્રરાવનો સંકલ્પ.

## અંક બીજો

૧ જયપુરના મહારાજા **જયસિંહ** અને શિવાજીની મુલાકાત શિવાજી પાદશાહ સાથે સલાહ કરવા જયસિંહ જોડે બંધાય છે રૂદ્રમંડળની લડાઇમાં કરેલ કેદીનો છુટકારો. ચંદ્રરાવ રઘુનાથ ઉપર બંડખોરનો આરોપ મુકે છે. રઘુનાથ નોકરીથી દુર——

૨ લક્ષ્મીની (રઘુનાથની બ્હેન અને ચંદ્રરાવની સ્ત્રી) ચંદ્રરાવને પોતાના ભાઇ ઉપરકૃપા રાખવા વિનંતિ લક્ષ્મી ઉપર ચંદ્રરાવનું ગુસ્સે થવું લક્ષ્મીનું અંબીકાનાં દર્શને જવું.

૩ રઘુનાથ—બંડખોર ઠરવાથી પરિતાપ કરતો સુતો છે ત્યાં તેવે તેની બ્હેન લક્ષ્મી આવી મળે છે, લક્ષ્મી રઘુનાથ પસેથી

વચન લેઇ ચંદ્રરાવ ઉપર વેર છોડવે છે તેમજ તેને હિમ્મત આપી દિલ્હી જઈ પરાક્રમ કરવાનું કહી જાય છે. રઘુનાથનું સર્યુંના પ્રેમની પરીક્ષા કરવા સંન્યાસી વેશ ધારણ કરી જવું

૪. સર્યુંને રઘુનાથ બંડખોર ઠર્યાના ખબર. રઘુનાથનું સંન્યાસી વેશે સર્યુંપાસે આવવું, અને તેની મનોવૃત્તિ જાણી પોતાનું જાનકીનાથ નામ આપી જવું. જનાર્દન સર્યુંને રઘુનાથપર આશક્ત થયેલી જાણી તિરસ્કાર કરી કાઢી મુકે છે,

૫. શિવાજીની દિલ્હી પાદશાહ સાથે સલાહ કરવા જવાની તૈયારી. રઘુનાથનું શિવાજીને સન્યાસી વેશે આવી મળવું. રઘુનાથનું શિવાજી દિલ્હી જાય છે જાણી દિલ્હી તરફ નીકળી પડવું.

૬. સંભાજી પોતાની માતુશ્રી પાસે પોતાના પિતાજી સાથે દિલ્હી જવા આજ્ઞા માગે છે. ત્યાં શિવાજીનું આવવું અને સંભાજીના આગ્રહથી તેને સાથે લેઇ દિલ્હી જવું.

૭. વિદૂષક (આનંદરાવ) અને તેની સ્ત્રી.

## અંક બીજો.

૧. **શિવાજી, સંભાજી.** અને ન્યાય શાસ્ત્રી રઘુનાથ પંતને જયસિંહના પુત્ર રામસિંહ આવી મળે છે. તે શિવાજીને હિમ્મત આપી સાદર દિલ્હી શહેરમાં તેડી જાય છે,

૨. ઔરંગજેબની કચેરી. શિવાજીનું અપમાન.

૩ ઔરંગજેબ શિવાજીને કેદ કરવા હુકમ કરે છે તે નહિ કરવા દાનીસ્મંદનો બોધ ત્યાં રામસિંહ આવે છે અને ઔરંગજેબને શિવાજીને છુટા કરવા વિનંતિ કરે છે. ઔરંગજેબનું તે નહિ માનતાં ચાલ્યા જવું.

૪. શિવાજી કેદમાં. રઘુનાથસિંહનું સન્યાસી વેશે આવી શિવાજીને નાસી જવાના માર્ગનું બતાવવું ત્યાં તાનાજી માલુસરેનું હકીમના વેશે આવવું અને શિવાજી અને સંભાજીનું ટોપલામાં બેસી નાસી છુટવું.

૫. દિલ્હી શેહેરની પ્રજાનો ત્રાસદાયક પોકાર.

૬ શિવાજી અને સંભાજી ટોપલામાંથી બહાર નિકળી ગોસાઈનો વેશ પહેરે છે ત્યાં પાદશાહનાં માણસો આવે છે અને શિવાજીને ઓળખે છે, તેમાંથી રઘુનાથ શિવાજીને બચાવે છે. રઘુનાથનું પ્રગટ થવું.

૭, સંભાજી પોતાની માતુશ્રીને આવી મળે છે અને પોતાના પિતાજીના આવવાના ખબર આપે છે.

૮. રાયગઢમાં શિવાજી રાજ્યપદ ધારણ કરે છે. સૈનિકોને ઇનામ—

૯. રઘુનાથસિંહ શિવાજી પાસે મોટું સન્માન અને ઇનામ પામવાથી ચંદ્રરાવ દ્વેષથી તેને મારવા આવે છે. બંનેની લડાઇ. ત્યાં શિવાજી આવે છે. અને ચંદ્રરાવને કેદ કરે છે. ચંદ્રરાવનાં કાવતરાં ખુલ્લાં થાય છે. ચંદ્રરાવ આત્મઘાત કરી મરણ પામે છે. ત્યાં લક્ષ્મીનો કરૂણાજનક વિલાપ.

૧૦ વિશ્વાસરાવ અને અજીતરાવ લક્ષ્મીના સતીત્વની પ્રશંસા કરતા નીકળે છે.

૧૧ સર્યુ જનાર્દનના તિરસ્કારથી નીકળી ગોકર્ણ પટેલના ઘરે આવી રહી છે. ત્યાં તેને રઘુનાથ તથા જનાર્દન આવી મળે છે રઘુનાથ સાથે સર્યુના લગ્ન. " પ્રેમી જોડાને ઇશ્વરસાનુકુળ " છેવટનો આનંદ.



ॐ श्रीहरि.

# શૂરવીર શિવાજી નાટકનાં ગાયનો.



૧.

ચિત્ત નિત ચાહેરે
ગાતા નિર્ગુણ સગુણ ગુણ તારા;
અમ બાળની તું વિપત વિદાર
હર હર પ્રભૂ પ્યારા કાપો પાપ જગરાય—ચિત્ત૦
સારા તારા હિતપર મારી, મનોવૃત્તિ સ્હેજ વારી
જોઇ જોઇ ન્યારી ન્યારી, તારી મોહ માયા મહીં.
ચુપ થઈ ગુપ થઇ, વિસરે સુબુધ સહી
વિભુ એક છેક તું ચરણ શરણ ગૃહી
તારનાર તુજવીણ કોઈ નહીંરે.—ચિત્ત૦

શિવાજી— ૨

સદા અરિ હાર કરૂં હાથે અસિ ધારીરે
હાથે અસિ ધારી કરૂં તેની હું ખુવારીરે
જ્યાં જોઉં ત્યાં જોર અરિનું
મારૂં ઠાર ઠાર શોધી શત્રૂઓ સંભારીરે.

રૂગનાથપંત— ૩.

દિલ્હી રાજ મસ્ત આજ છત્ર શિર ધરે
ક્ષત્રિયોનાં નામ ઠામ હામ સહુ હરે

શત્રુ ત્રાસથી આવાર આર્ય સઉ કરે પોકાર
ક્ષત્રિ વીર જો ભૂપાલ હોય આર્યન મોઝાર
દુષ્ટ આમ હામ હામ જુલ્મ શું કરે.

શિવાજી— ૪.

દાદા દિલ આમ શંકા શીદ આણો
ખરી હિમ્મત મુજપરમાણો
નીતી શાસ્ત્રનો નાશ કરે તે કેમ જુવે ક્ષત્રિ જાણો
સજ્જ થઇ યોધ્ધા સંગ લેઇને, કરીશ પ્રેમથી પરિત્રાણો.

દાદાજી— ૫

શિવાજી શુરવીર પ્યારા મારા સત્વર થા તૈયાર
હિમ્મત ધારી કર તૈયારી જલ્દી તું આવાર
ગૌ દ્વિજ કેરી રક્ષા માટે શત્રુને સંહાર.

શિવાજી—

મારૂં ઠાર અરિ આવાર દુષ્ટ ભુવન ઉખેડી કાઢું
અવનીતલથી બહાર—

શિવાજી— ૬

સાહ્ય થા શ્રી ભવાની
ફગી તણો કેર ખરે દુષ્ટ સુખે રાજ કરે
ગૌ વિપ્રોની હત્યા અરે, પવિત્ર આ ધરાપરે
નજરેના જોવાય હુંથી ના ખમાય
હાય થાય મુજહાની હાની હાની
આર્યનું ગૌરવ હું કોની પાસે જઇ કહું
સંકટ સમયે શિશુ મ્હ.હ, સાહ્ય એક માની માની માની.

ભવાની— ૭

બેટા ના ધર દુઃખ હદે, સમયો ચિંત સહુ થાય

ચતુર્થાસ આ જુગ મહીં છે તારો અભિપ્રાય
તેને અવિચળ રાખવા પ્રગટ થયો શિવરાજ
લે આ અસિ મુજ નામની, સિદ્ધ થશે તુજ કાજ.

સામંતો,—શિવાજી— ૮

પ્રભુ ભારી હિમ્મત ધારી શત્રુ સંભાળી
ખંજર મારી જખમ કારી અરિને કરીશું ઠાર
દુષ્ટ મુળ જડથી કાઢો હિમ્મત ધારીરે
ઠાર, ઠાર, ઠાર,—
ચાલો સુધીરો શાબાશ વીરો ને રણધીરો
મારીને તીરો, સમર ભુમાં શત્રૂને કરવા, ઠાર.

સર્યૂ— ૯

મારૂં ચિત્તનિત ભમે છે. સ્મર દુસ્મન થઇને દમે છે.
આ પક્ષી વૃંદ રમે છે, તે જોઈ બહુ મન ડગે છે.
આ કોકીલા મન હરખે છે ઉર અનંગ આગ ધખે છે.
ઓ ભુંડી વેરણુ થઈ શું બોલે ! અંતર મારૂં અતિશય છોલે
ચિત્ત ચડાવે છે ચકડોળે, નથી જંપ ફરતું રવચોળે
મુજને તું શીદ પજવે છે શીદ મધુરૂં ગાન રવે છે.
નથી ગમતું, નથી ભમતું નહી દમતું, દયા ધરતું
અનહદતું દુઃખ પ્રદતું, નહિ વદતું મયા કરતું,
દુઃખ દેતું કેમ ગમે છે ! સ્મર.

સાહેલીઓ— ૧૦

વાહ ! વાહ ! તુજ ચટક લટક અલબેલી એલી અહા !
થઈ થઇ તું જોબન રંગમાં ઘેલી ઝુલે શી, વા !
એલી ઘેલી ન થા

આલી ધીરી તું આ
બહુ શાણી ન આ
તારી જાણી છટા

સર્યૂ—

બ્હેની ન સતાવ ન ડુભાવ મુને જા

અવી—

મન હાથી વશ સખી નવ થા—વાહ.

રઘુનાથ— ૧૧

શાં પાપ કર્યાં મેં ભારી, હરિહાય ગતિ આ શી મારી.
ગમતાં, જમતાં, રમતાં, સુખ હણી
દુખ તણી મુજ ભણી, આવી છે વિપત્તી ઘણી.
હરિ હરિ મુજમતી હારી—શાં૦
મુકી મરી ગઈ માત ગયા શિર છત્ર તાત
નથી સહોદર ભ્રાત, સુખ દુઃખ તણી વાત
કહી કોને થઉં શાંત. જોઇ આવો ઉત્પાત
પામુ પુરો પરિતાપ, ઉરે અધિકો સંતાપ
મ્હારી બ્હેન કયાં હશે, મુકી રાનને વિષે
એના હાલ શા થશે, દુઃખ પામતી હશે
દિન રાતને વિશે, ચિત ચિંતા અતિષે.

રઘુનાથ— ૧૨

રંભા રૂપાળી ભાળી
ગૌર પ્રફુલ્લિત તન, મૃગ સમ લોચન
મોહ મુર્છીત થઉં ન્યાળી—રંભા
કટી કેશરી શી શોભે, મુનિજન મન પણ લોભે

નવલ યૌવન મદવાળી—રંભા૦

સર્યૂ— ૧૩

વાહ વિધાતા તુજને ધન્ય શી છબિ ઘડી છે,
શી છબિ ઘડી છે, રૂડી દ્દષ્ટિએ પડી છે
વિશાળ કપાળ, ચાલ શુરાના સમાન શોભે.
પ્રદ્યુમન મુર્તિ અહીં આવી શું ચડી છે.

રઘુનાથ— ૧૪

હો, મનહારિણી મુને શે પ્રાપ્ત થાયરે
લલિત લાવણ્યવતી છે એ લલના
જનાર્દનની કુંવારી કન્યાયરે
કરમ મારાં સારાં હોયજ ક્યાંથી
સર્યુ સાથે સંબંધ સંધાય રે.

સખીઓ— ૧૫

બ્હેની મારી સર્યૂ વિલાસી, પ્રીતિની પ્યાસી
ને સુખરાશી તુંજ તું
કોકીલ વેણી ને મૃગ નેણી
શી રીતે વિસારૂં તેને હુંજ હું
સુંદર એનું મુખ જોવાને
આવે છે ઉમંગ ઉર આજ શું
સત્વર થાઉં મળવાને આતું
ચાલ જાઉં દોડી એની પાસ હું

સર્યૂ— ૧૬

ડુબાવી મુને આપ આભારમાં
વારી તમ પરે હૃદય ઉલ્લાસમાં

એમ અબળાની લાજ કેમ છોડીએ
દોડીએ કેમ એમ પ્યારના દ્વારમાં—કુમારી•
ધન્ય ઘડી આ સ્નેહાગારમાં
ભૂલી હું સાન ભાન વિલક્ષણ પ્યારમાં,

રઘુનાથ— ૧૭

ખરે પ્રેમે માગું જોડી હાથ,
સ્વામી મારારે હું ઇચ્છું તમ સાથ– ખરે પ્રેમે.
સંગે આવુંરે કુળને શોભાવું. (૨)...........
...........શીદ લેછે સંકટમાં ભાગ૦ ......
વચન જે આપ્યું રે, જાય ના ઉથાપ્યું રે (૨)......
............ચાલો સત્વર કરો શુભ કાજ૦

સીપાઇઓ— ૧૮

બસ ચલાઓ સબ પર અયસા હુકમ
અયસા હુકમ હમ મારેંગે દમ
ઇધર ઉધરસે કબજ કરે સબ
ચૂએ મરેઠોકોં કરકે જખમ—
મુગલસે યારો ડરે ન અયસા
આલમ મેં હય કોન અજબ આદમ
સખત હુકમ હય દિલ્હી તખતકા
રૂવાબસે ડરતી સારી આલમ—

છોકરાઓ— ૧૯

રહો યાર સહુ લહેર મેહેરમાં વાત મળી કરો સહુ એની;
જુઠું બોલી કપટ ભરેલી વાત કરે નહિ કો કેની.
બસ કરને બેટા ભારે મોટી વાતો શી ?

નિત ઝઘડા એવા કરવા ખોટી વાતો શી ?
હું મારીશ થપ્પડ બોલ નહિ બસકર બચ્ચા તું
મારી સામે ગડબડ કાંઈ નવ કર લુચ્ચા;
બચ્ચા મારી જો, પંજો ન્યાળી જો.
લપ્પડ થપ્પડ મારી જો, બચ્ચાજી સંભાળી જો.
છોડો ઝેર વેર કરો લ્હેર મ્હેર—( ૨ )

૨૦

રમો રાસ મળી સહુ સંગ, કરી રંગ, ધરી અંગ
ઉછરંગ, ને ઉમંગ,
દઈ સાથે સહુ એક તાળી, તાન માન તણી હદવાળી.
કરો આનંદ સંગ રંગ ઢાળી, રંગ ચંગ, કરી જંગ—
પગ પ્રહારે ધ્રુજાવો ધરતી, ચાલ ચાલો એવી મન હરતી.
એક ઠાઠે તાળી સહુ ઠરતી, થાય દંગ, જોઈ રંગ.
સહુ સંગ- આ પ્રસંગ

શિવાજી—

૨૧

શત્રુને ઠાર મારો મારો મારોને મારા શ્રાત.
કામથી ઠામથી નામથી હામથી આમથી તેમથી.
હામ થકી અસિ હાથ ધરી, અરિ સંગ લડી કરશું જય આજે
આર્ય તણો ઉત્કર્ષ કરી મન હર્ષ ભરી ચડશું રણમાં જે
પ્રાણ જતાં પડતી નહિ થાય, શું થાય જતાં શિર આ અમ આજે
મારો ફોડી, કિલ્લો તોડી, ઝટ ઝટ ઝટ.
ભય છોડી, ચાલો દોડી, ઝટ ઝટ ઝટ.
ચાલો સાથે પ્રીતી જોડી—

સર્યૂ—　　　　　　૨૨

ચિત્ત ચોરીને પ્રિય પ્રાણ પંથ પધાર્યારે.
દુઃખિયારી હું દિલ માંય, દગ્ધ થઉં દારારે.
વસંત રૂતુમાં વ્હાલ ઉરથી આણ્યુંરે,
જુદાઈ કેરૂં મુજ જીવ હવે દુઃખ જાણ્યુંરે.
નથી ઠરતું મન કોઈ ઠાર, ગમેના લગાર;
અંગ શૃગાર, વિરહની ઝાળ, હૈયામાં ફાળ.
ચાહું ન અવર ચિત્ત માંય, પ્રેમની પ્યાસીરે,
કેમ કઠિન હૃદય કરી રહ્યા, પ્રિય પ્રવાસીરે.

૨૩

હો વિદેશી પ્યારા, હજુ ન આવ્યા મારા રે.
કોલ કરીને ગયા શું ફરીને, ટેકી થયા આપ કાન્ત મારા રે.
જીવન જાન મારી, પ્યારમાં ડુબાવી.
પ્યારા આમ શું રહ્યા છો ન્યારા રે—
કંઠમાળ ધારી આમ શું વિસારી.
ઘટે નહિ આમ સ્યામ મારારે—

રઘુનાથ—　　　　　　૨૪

આઠ જામ નહિં વિરામ તું વિના અરે
તું વિના અરે તું વિના અરે
હૃદય કાપ, વિરહ તાપનો સંતાપ શાંતિ કયાં મળે.
તુંને કેમ વિસારૂં તું જીવન પ્રાણ.
દિલ દમે, ના ગમે, ચિત ભમે હૃદયમાં બળે—

સર્યૂ—　　　　　　૨૫

પ્રિતમ તમને નિહાળું પ્યારા, આનંદ ઉરે ન માય મારા.

વિજય પામી વ્હેલા પધારો, જય કરશે જગદિશ તમારો
સ્નેહથી સેવું ચરણ તમારા "રઘુનાથ રઘુનાથ" હો પ્રિય મારા—

૨૬

પ્યારા નિત નિત વિરહ અપાર
તમ વિણ બાળે તન મન મારાં, દરશ દેઇ ફરી લેજો સાર.

રઘુ—

બની આજારી, પ્રાણુ પ્યારી, ચિત્ત હરનારી, શાને આમ ?
શું વિચારી, હિમ્મત હારી, કરે તું ખ્વારીનું આ કામ.

સર્યૂ—

પ્રાણાધારા છોડી પ્યારા, મૂકી મુજને દુઃખ મોઝાર
કરો ન કાં, રે મયા. પિયુ—પિયુ—પિયુ—

ચંદ્રરાવ— ૨૭

નકી કરૂં પાયમાલ, એને હામથી બેહાલ;
ગજપતિ તણો બાળ, એ છે મુજ તાબેદાર
નકી કરૂં નીરાધાર, રખડતો ઠાર ઠારઃ
હૈયે હળા હળ ઝેર, લઉં એ પાપીનું વેર
કરી એનાપર કેર, પછી કરૂં લ્હેર મ્હેર
નામ ઠામ એનું જાય, ચિત્ત નિત્ત એમ ચ્હાય.
જશ જોઇ એના હાય, હૃદયમાં લાગે લાય.
કરીને એને અખમ, પાપીને પુરો જખમ
ભુલે સાન ભાન મમ, ખુશી થઉં એક દમ.
રખડતો રઘુનાથ જોઇ હરદમ. નકી.

શિવાજી— ૨૮

ક્ષત્રિનો સમાજ આજ કેમ થયો લીન;

હામ ઠામ હામ ધામ, છોડી થયા દીન,
જયસિંહરાય ધીર વીર શસ્ત્રમાં પ્રવીણ.
વિશ્વમાં વિખ્યાત એજ અરિને આધીન;
ક્ષત્રિયોનું તેજ નાશ પામતું આ દિન,
નાખ્યું, પામ્યું, વામ્યું,—જગમાંહી—કો, નાંહી
સઉ આંહી—થયા શૌર્ય હીન—

જયસિંહ—

શોચ શીદ કરો શિવાજી રાજ દિલ જરી;
ગહન ગતિ ઇશની આ વિશ્વમાં ભરી.
રહેજખી સિરકારી નથી અન્ય નોકરી,
લડતાં—પડતાં—મરતાં—ગયા હારી—થઈ ખ્વારી,
બહુ ભારી— શકિત સઉ હરી.

જયસિંહ— ૨૯

ન્યારા કરવા અરી મારી રણમાં;
મારી રણમાં અતિશૂર રાખી તનમાં,
દુ:ખ પડે ડગે નહીં શુરા રણમાં,
આર્ય વસુધા રક્ષણ માટે રજપુત વીરા બહુ ઝુઝયા રણમાં

૩૦

તનરે તનરે નીતિનીના રેતાદાની;
તાદેરના દેરના દેરના તનનરે.
રફતં બસૈરના દરીયાદીદં અજબ તમાસા,
દરોયા દરૂના કીસ્તી કીસ્તી દરૂના દરીયા.
તાદેરના દેરના દેરના તનનરે.

શિવાજી— ૩૧

ખબર પ્રથમથી પડી ન મુજને કપટ ભરી જે આ તારી;
નીતિ, ભીતિ, રીતિ, પ્રીતિ—અજબ સઉ મેં તો ન્યાળી.

રઘુ—

વચન વદીને વિના વિચારે, ગજબ કરો શું સ્વામિ આ.

શિવા—અરે તું, ફટ તું, છટતું હટ તું, નીકળ તું જા કપટાચારી

રઘુ—

કપટ કર્યું નથી સ્વામિ સ્વપ્ને, બેશક જાય કટી શિર આ—
અરે આ, શિર ધા, ન વૃથા, કરતાં

શિવાજી—

જાસ કર સારી તસ્કર તારી, કતલ કરીશ આવારે તુજને
નજરથી પાપી જલ્દી જા, અરે જા, દુરથી. મુરખા ખસ જા—

રઘુ—

ગજબ કરો નહી શિર ભારી.

લક્ષ્મી— ૩૨

પ્યારા પ્રાણ થકી માગ, આ દીન દાસી તમ દારા
રઘુનાથ મારો બંધુ પ્યારો, એ છે પિયુ શરણે તમારા.
શરણ ગ્રહું તરછોડો ન સ્વામી, ઘટે નહિ આમ પિયુ મારા—
દીન દારાને તમ વિણ પ્યારા, નથી એકે અવર આધારા.

રઘુનાથ— ૩૩

દુઃખનો પાર હું પામ્યો નહિં, વેરણ વિધાતા આવારે થઇ.
બાળપણાથી મા બાપ વિનાનો, સુખ સાહેબી સરવે ગઇ—
ભગિની તણી પણ ભાળ ન લાગે, દર્શન આશા ન એની રહી

લક્ષ્મી— ૩૪

પ્યારી ઉપવન તરૂઓની લતા,
મનહર સુખકરવહે શીતવાયુ નીતમ નભચર કરત મઝા,
કુસુમ સુગંધી ચૂમ્બે મધુકર દ્રાક્ષ ઘટા ધરે છટા મન્દિપર
ચિત્ત હરનાર, ઉપવન પ્યારૂં, પુષ્પ લતા લટકે શિરપર—

રઘુનાથ ૩૫

જગપતિ આ શું ચિત્ત મુજ ફરકે, જરી નજરે મન મારૂં
ક્યાંથી બ્હેની લક્ષ્મી મારી સ્વપનું આ શું ન્હારૂં
ચિત્ત ચિંતા શી જામી ? સાધન સુખનાં સઉ વામી.

લક્ષ્મી—

મોંઘા સઉથી માડી જાયા, બંધુ પ્રિય મારા
બ્હેની પ્યારી હું છું તારી શંકા તજ પ્યારા
ભ્રાત, કુળ દિપક છો હિરા, રઘુનાથ તું મુજ વીરા.

૩૬

મનમારૂં મુંઝાય દુઃખાય,
વિપત્તિમાં ભાઇને જોઇ—મન૦
તાત તણો કુળ દિપક હિરો, રખડતો રાનમાં કહેવાય
જોઇ દશા આ તારી ઉરે, મુજ ચરચર ઝરે ચિત લાય.

રઘુનાથ — ૩૭

પ્રીતેથી રીતેથી તું બ્હેની આવાર
આપે આશિશો અપાર

લક્ષ્મી—

કલંકને દુર કર કર અસિ ધારી
નીતિ રીતિ દીલમાં તું જોને વિચારી.

શું થાયે મુંઝાએ ભાઇ—વાર—વાર—વાર—

રઘુ—

બ્હેન પ્રિય તું લક્ષ્મી મારી, તુજ વચનો મુજ શિરપર ધારી,
આદ્ય ક્ષત્રિની રીત વિચારી કલંક શત્રુ હણું કર અસિ ધારી

લક્ષ્મી—સુખી તું ભાઇ મારા, રહીશ સદાયે પ્યારા,
નાશ પામો અરિ નિશ દિન તારા તારા—

સર્વ—સખીઓ— ૩૮

મંગલ જયકર અઘહર સુખ કર
પુજીશું ચંડિ વિધિશું હરખ ભર—
કુંકુમ અક્ષત હાથ લેઇ ફળ
નમશું પ્રીતે, ગમશું ચિતે—
ઇચ્છીત પામીએ
અરપે સ્વામીએ
પુષ્પે વધાવીશું
પાપ ગુમાવીશું
મંદીરે ભાવેથી ચાલો સહિયર

સર્વ ૩૯

હાય અચાનક આ શી વાત, અરે ઉત્પાત—
આનાર ઉરમાં ઝાળ કાળથી થાય પ્રાણુની ઘાત
હાય સિધાવ્યા સ્વર્ગે તાત. વળી ગઇ માત
આ ઠાર એક આધાર સાર મમપ્રેમી તું રઘુનાથ—
સહુ બોલે મમ જીવનહારા, મળી વિચારો કરે નઠારા.
બળવાખોર કહે છે પ્યારા, આશું નાથ, શરમની વાત.

૪૦

પ્યારાને કહેજો મારાને—
ક્ષત્રિની રીતિ વિચારીને સ્વામી
અસિ ધરી કર અંતર્યામી
વિજય કરો પિયુ અરિથી લડતાં, શાંતિ થશે આ દારાને
સત્યનો બેલી છે અંતર્યામી, સ્હાય થશે તમને જગ સ્વામી
સૃષ્ટિ કરતા જનમન ભરતા, કરે સુખી મુજ પ્યારાને

શિવાજી— ૪૧

સ્વામી કહો છો, સત્ય વચન આ
શુરા સદાયે તત્પર રહીને, ખંજર ખેંચી દોડે રણુ લડવા;
સુખ કરનારાં સ્વામી તમારા, સદ્દુપદેશ હૃદય ઠરે આ

શિવાજી વિગેરે— ૪૨

સુણો સહુ પ્રીય પરમ આધાર, જઈ હું આવું દીલ્લી મોઝાર
રાજ સુધારો પ્રજા વધારો નીતી પ્રસારો અપાર.
દીલ્લી સ્વામી કપટી કામી નીચ હરામી નામી;
સાવધ રહેજો તેથી તમો ત્યાં કહીએ અમો આવાર,

રાણી—દાસીઓ— ૪૩

સુંદર શોભે, શિયળશ્રૃંગારે સતિ
સત્યને દિપાવે વ્રત નેમે અતિ
પુન્ય લોભે, ઇસ્વર ગણી સેવે પતિ
રીઝવે લલિત નિત ભૂષણુ થકી
મધુર વચન મય કંચુકી, સદ્ગુણુ રૂપ શ્રૃંગાર
દાન ચુડી કર પર ધરે, ધન્ય ગણો અવતાર
શિર પર શિળ ગુણુ વેણી સોહાગ્ગે

ભણતર નવસરદ્વાર મણાએ
ધન્ય જગ માહીએ નાર ભણાએ
તમે સઘળી થજો એવી સદગુણ વતી—

રાણી— ૪૪

જરા જપે ન મુજ પ્યારા, ન્યારા રહોને પિયુ મારા—
સબળને સાથ ભીડે બથ અરિ સંગાથ, પ્રિય મુજ નાથ—
કુશળ રાખી સહુ અમ સાથ, નિભાવો લાજ હે જગનાથ
માને ના લેશ, મારો ઉપદેશ, વિચાર વિશેષ, કરેજ નરેશ
દક્ષિણ દેશ, તણો ઉદ્દેશ થશે કયમ એજ તર્ક હમેશ.

સંભાજી ૪૫

ઓ માડી આ શું બોલે (૪) કરે આમ કેમ ?
હોંશ ઘણી છે દિલ્હી જોવાને શાને રોકો છો આમ—
ખુશીથઇને રજા આપો મુને, કહ્યું કરીને પ્રમાણ—
મહારાજા સંગ જાવા મન, માતુ કહું હું સત્ય વચન.

રાણી— ૪૬

સ્વામી વિગ્રહ તજી રહો ઘેર સંભાળ રાખોને સ્વસ્થાનનીરે;

શિવા—

જાઉં અરિને કરવા જેર મનથી ચિંતા તજી દે ને માનુનીરે

રાણી—

પદ પ્રણમી કહું નાથ નવ લડશો એકલડા અનંતથીરે

શિવા—

મા ભવાની તણો ઉદ્દેશ ખોળી, સંહારૂં અરિ ખંતથીરે
સ્વદેશ છોડાવું શત્રૂથી કરૂં સ્વધર્મ રક્ષાય.
ત્યારે મારા જીવતરનું ખરૂં સાર્થક કર્યું ગણાય.

સંભાજી ૪૭

પિતાજી સંગે હું આવું દિલ્હી
ત્યાં નહિ રહું તમ, તમ વિણ પલભર.

શિવા—

સરસ હરખ રાખી નિશ દિન અંગ સુખ દુઃખ સહુ
સહેવાં રહો મુજ સંગ—

સંભા—

ચિત્ત ખુશ નવ રહે તમ વિણ ક્ષણભર

શિવાજી

ફીકર ફીકર શીદ તું કર મુજ સંગ
હર ઘર ઘર રહી ચિત્ત નિત કર રંગ,
ખટપટ તજ તુજ મમતા દુર કર.

રાણી ૪૮

વિજય પામીને વ્હેલા પધારજોરે લોલ
સમરમાં ઝુઝીને શત્રૂ સૈન્યને સંહારજોરે લોલ.
ક્ષત્રિ રીતી નીતિને અનુસરી રે લોલ.
સન્મુખે લડીને નામ દાદાનું દિપાવજોરે લોલ.
ભીડ ભંજની ભવાની ભાવથી રે લોલ.
રક્ષસે સહાય સંકટેથી મન ધારજોરે લોલ.

શિવાજી— ૪૯

શું શાંત થઇનેરે સુતો તું જગતાત,
અવનીતલમાં યવન કરેછેરે ગૌદ્વિજ કેરી ઘાત;
આર્ય તણી સંભાળ લેવાનેરે આળસ તજ બળ ભ્રાત.



સંભાજી— ૫૦

જગપતિ આ શી વાત આર્યાપર આવી હદવાળી
જદૂપતિ જો તું સૌ ન્યાળી, કરેછે અરિ જુલમ ભારી
દયા ન દિલ ધારી—
ખંડન ધર્મ તણા કરનાર, કરે વિચાર ન સારાસાર
જુલ્મ કરી રજપૂત બાળા, રાખે ઘર બુરૂં કરનારા
નાબુદ થઈ ક્ષત્રિનું નામ, શું અવનીથી નાઠું આમ
શું ઇચ્છા એ તારી ? જગપતિ.

ગણિકાઓ— ૫૧

આલી પિયા બીન મોરા કયસો જીયા તરસત—;
બદરવા છાય પવન પૂર લૈયાં;
દામિની દમકત, મેઘવા બરસત,
સગરી સાહેલી, ફીરત અલબેલી
અપને મંદિર બીચ હમહી અકેલી
હીમ પિયાસે કહીયો જાયે
તુમ બીન રેન બીત મોયે તલપત.

૫૨

મગ રેસા રેગ રેગ મપ—મગ મની ધની સાની ધપ
પ મ ગ રે સા, સાની રેગ રેગ મપ—મગ રે સા—
પપગ રેરેગ સાસારે નીનીસા—
ધધની પપધ મમપ ગગમ,
પમ ગરેસા, સાની રેગ રેગ મપ—મગરેસા—

શિવાજી— ૫૩

મુને દિલ્હી બોલાવીને દગો દીધો દગો દીધો,

ખૂણી બાંધ્યો વચન લઇને, દગો દીધો દમો દીધો
કર્યું અપમાન તેં આ વાર, હવે બાદશાહ થજે તૈયાર
લઇશ બદલો હું તો નિરધાર—

શિવાજી— ૫૪

થઇ મારી ભુલ ભારી
હા ! શિખ તમારી ન ધારી મેં—
હરહર મારી, મતિ દુઃખિયારી, નિરબળ ન્યાળી, શરમજ ભારી
શાહનો પ્રપંચ ભાળી, લાગ્યો જખમ કારી
હાહા ! કરીશ ખ્વારી, છાતિ ભોંકી કટારી.
તૈયાર છે તલવાર મારી, તિક્ષણ આ ધાર વાળી.
અરિને પ્રજાળનારી, સમશે ન કાળ ભારી.
નહિ રહુ ધીરધારી,
ઝટ પટ કરૂં ખ્વારી
દિલ્હી પતિ, કેરી અતિ, નાઠી મતિ,
માઠી ગતિ, થાવી નકી,
બહુ છકી, કેદ કર્યો સિંહ બાળ દગો દઇ મતિ ગઇ હારી—

રઘુનાથ— ૫૫

જે ઇષ્ટ તણી પૂજા બાલ્ય કાળથી બહુ વિધિ હું કરૂં છું.
શિર તે સાટે સમર્પ્યું, તોયે તેની વિના કૃપા કરૂં છું.
એ અકૃપાની શાંતિ, વાસ્તે વતમેં વિકટ ગ્રહણ કીધું.
પ્રવાસ કરી દેશોમાં, કરવા ઇષ્ટ પ્રસન્નતા નીમ લીધું.

શિવાજી— ૫૬

રે પ્યારો રઘુનાથજી મારો, એનો કર્યો મેં અન્યાય અતિરે

શુરવીર ધીરવંતને એ સાચો, નિર્દોષીની મેં કરી દુર્ગતિરે
પસ્તાવો હવે પૂરણ થાયે, કર્મે કરી મુજ થઇ કુમતિરે.
ફરી નજર તુજપર ઝેર કરીને ફેર અરે મુજ બુદ્ધિ ફરી
સુખ સાધન સઉતવ લીધાં હરી, દિલસાર વિચાર કર્યો ન જરી
ઉલટી વિપરીત ક્રિયા મેં કરી, મુજ ચરચર છાતિ જરત અતિરે

શિવાજી—વિગરે ૫૭

હવે ત્વરિત સ્વદેશે ચાલો, ધરી હામ અરિ પરજાળો
જગ જનની કરશે જગ મહી, વિજય, વિજય, વિજય.
જહાં ધાટ દુષ્ટોનો ઘડીએ, નિજ શિશ જતાં પણ લડીએ.
દક્ષિણને નિર્ભય કરીએ શત્રુથી જરાયે ન ડરીએ
કરો વિજય—વિજય—વિજય—

શિવાજી— ૫૮

તુને શાબાશ બંધુ આવાર, લીધી મુજ સાર કરી પ્યારે,
ઉપકાર—અસિ કર માંહી ધરી, સંકટમાં સાહ્ય કર.
ધન્ય તુને સિતાપતિ ચિતવૃત્તિ શુદ્ધ અતિ
વાર વાર જોઉં ન્યાળી, સીતાપતિ હદવાળી.
મારી તેં ફાળ, કર્યો સંહર મુજ અરિનો આકાર,

રઘુનાથ— ૫૯

કોઇ દુઃખી દિલનું દુઃખ શું જાણે, પાપી જન મોજ મજાહ માણે.
નવ ન્યાય ખરો કો મન આણે, સઉ સ્વામી મુજને પરમાણે.
હું સેવક આપ તણો સ્વામી, કરો દોષ ક્ષમા કહું શિરનામી.
થઉ પવિત્ર પ્રભુ સેવા પામી, રહું શુદ્ધ ચિતે દુઃખ સઉવામી
નથી સીતાપતિ હું તો સ્વામી, "રઘુનાથ" હું છું કહું શિરનામી

૬૦

ચાંપીને ભુતળથી અરિ મારૂં

નિડર અરિ સઉ ફરતા હરત જોઇ, અંગ જરત આ મારૂં,

દિલ્હી નગર મુજ ભુજથી તોડી, અનહદ હદ કરી વાળુ

રાણી— ૬૧

પિયુ જતાં પરદેશ હાલત મારીરે

બની દુઃખમાં હું બેહાલ અબળા નારીરે.

જમતાં જીવન હાર, અન્ન ન ભાવેરે

મુને સુતાં સેજે નાથ નિંદ્રા નાવેરે.

ચડું અગાશી ઉપરનાથ તમને જોવારે

ઉભી નિહાળું વાલમવાટ દુઃખડાં ખોવારે

ક્યારે આવીને મળશો કંથ પ્રીતમ પ્યારારે

હું નિરપરાધી નાર હું તમ દારારે—

દાસીઓ— ૬૨

પવિત્ર ધર્મમાં આપ કુશળ છો, પતિ સેવા અતિ છે પ્યારી.

ધીરજ ધારી વખત વિચારી, રહેવું દ્રઢ પતિવ્રત પાળી.

નિજ પ્રાણનાથને પ્રભુ ગણો છો પ્રીત ધારી;

તેથી ખેદથાય ઉર, વિયોગ થતાં આવાર ભારી—બાઇ મારી.

મુગલોનો ડર ધારી, નથી માની તાબેદારી;

પણ શાહ સાથ સારી, સલાહ કરવી સ્વીકારી;

ગયા દિલ્હી માંય—રાય—બાઇ મારી—

રાણી— ૬૩

કર તું સઉ તૈયારી દાસી કર તું સઉ તૈયારી

પતિ સેવન સુખકારી—
સ્નાન વિધિ સામગ્રી સારી, સઘ સુગંધી લાવ તું પ્યારી
અન્ય કામ નિવારી—
અત્તર અર્ગજા ચંદન સંગે, સેવ્ય સાહિત્યો લાવ ઉમંગે
પુષ્પ હાર ગજરા ખુશકારી—

સંભાજી—

માતુ મ.રો ધર્મ વિચારી, કરીશ સેવા હવે તમારી.

રાણી—

મીઠિ મીઠિ બોલી તારી, લાગે મુજને આનંદકારી.
ચાલો સાથ હમારી—

નાચનારીઓ— ૬૪

હળી મળી સંગ રંગ મચાવો આજ
જુઓ સંભાળી, દેઇ તાલ ચાલ ચાલો
ઠમ ઠમતી ધમ ધમતી, દીમ દીમ વાગે આ રંગીલા સાજ—
અપાર આનંદ લાવી, ચોતાલ જે મન ભાવી
ધા કીટતક, ધુમ કીટતક, લગાવો નાદ—
રાખો હર્ષ ઉર, જમાવો સપ્ત સુર
વાધે રસ પૂર, વ્યાપીયું છે શૂર
હોંશનો અંકુર, દીપી રહ્યું નૂર.
સા સાસા નીનીધ નીનીની ધધપ ધધપ પપમ
મપપ મમગ મમમ ગગરે ગગગ રેરેસા.
કીટ કીટ કીટ ધા, કીટ કીટ કીટ ધા,
સ ન ન ન ન ધુમ, સભળાએ સાદ—

લક્ષ્મી—

૬૫

કોને દુખીયારી દારા પ્રયાણુ શું કરી ગયા પ્યારા,
નાથજી નીરાધાર કીધો તમે શા દોષે તજી દીધી,
એ[illegible] અવનીપ[illegible]થી અલગી થઈ ટેકો ગયો તૂટી,
શીરછત્ર સિધાવ્યા સ્વર્ગે અબળાને લુટી,
વહે નેત્રેથી નીરધારા નાથ કેમ કરૂં કહી ન્યારા.

૬૬

વિરા વિચારીરે (૨) સતી થાશે બેન તારી
મોહ માયાને વીસારી સ્વામીસંગે તન મન.
લાગ્યું મારૂં જાવા ધારૂં હરખે આવારે.
ચિંતા ના કરીશ મારી બાઇ કોઈ દિન
ના રહેશે બેની તન દયા ધરને તું મન
જગ માંહી તુજ વીણુ થાઉં હાલ બે હાલ
હવે કહે કરૂં કેમ લાવ ભાઈ પરે રેહેમ,
વિરા વ્યર્થ તારો પ્રેમ સતી સમજે આ કાળ.

સર્યૂ—

૬૭

આપોને પ્રિય પ્રાણુ દર્શન આપોનેરે
દાસીપર કરીને કૃપાવ—
જાપ જીભલડીએ તમારો જપું છું, વ્હાલા વિરહાગ્નિથી હું તપું છું
ચેત્રછા માંહી ખપું છું—
પટરતુઓતણી ખુબીઓ નિહાળી, વિરહ દશાએ વિશેષ પ્રજાળી
હાય દુઃખે હદ વાળી—દર્શન૦

**સખીઓ—** ૬૮

રૂવે છે શું બ્હેન રૂવે છેશું
ખમા ખમા તુને થયું આ શું ?
વિનોદ વાતો કરતી હતીને,
મોઢાનું નૂર પૂર ઉડી ગયુ—
રઘુનાથજીનુંનામજ લેતાં
ઘેલી થઇ આમ પડીશું તું—
સાવધ થઇને શાણી તું સર્યૂ;
કારણ આ સત્ય કહેની તું—

**સર્યૂ—** ૬૯

સતાવો તમે પ્રિતમ મુને શું કરવા—
મુને શું કરવા—મુને શું કરવા—સતાવો૦
ક્ષણે ક્ષણે મમ જીવણ પ્રાણ ધ્યાન ધરી નિરખું નિર્વાણ.
પ્યારા તમ નામ, જપું આઠે જામ,
વિસા રી શું પ્યા રા આ દા રા
આ મ ર હી ને ન્યારા—

**સર્યૂ—** ૭૦

રહી વદન પર મોહી નયન જોઇ
પ્રિતમ પ્યારા પ્રેમ તરંગે લેહેરે ચિત્ત લલચાય.

**રઘુ૦—**

સુંદર વચનો આ તવ રામા

**સર્યૂ—**

અંગે અનંગ ઉભરાય—

રઘુ૦

મનહર તારી, સુરત પ્યારી જીવન રહી હું જોઈ

પ્રાણથી પ્યારી આ છબિ તારી;

સર્યૂ૦—

સ્વામી ન તમ સમ કોઇ

સઉ દુઃખ વામી, રહેજો હું પામી, સ્વામી સુખના આગાર

રઘુ૦

તું મન માની છો દિલ જાની, પ્યારી તું પ્રાણાધાર.

સર્યૂ—રઘુનાથ— ૭૧

ધન્ય ઘડી આજ આનંદકારી

ઇન્દ્ર સુખી પ્રિયા તુને નિહાળી.

પ્રાણપતિ મુને કીધી આભારી, અંતર્યામી છે વિનતી મારી

સુખે રહેશું હવે પ્રિતમ પ્યારા,

આનંદ અંગ વધે પ્રિય મારા

સેવું સદા પ્રિતે ચરણ તમારા

વિનય વાક્ય તારાં દિલ દારા. તું પ્રિય મારી

તમ પર વારી, ચંદ્રમુખી—કીધા સુખી.

પ્યાર વધારી દે ચુમ્બન પ્યારી

શું શરમાવી કરો આભારી

ચાલો આવારે—હર્ષ વધારે.

સખીઓ— ૭૨

વીવા તે વીગતે વરણવું ગણનાયક ગુણ નીધી હેત

ગીરી સુતા સુત ચર્ણુની કરીયે નિરંતર શેવ;
બેઠા મંડપમાં વર રાયરે કન્યા ઉરે ઉમંગ ન માયરે
નર નારી તે મંગલ ગાયરે, કન્યાદાન પ્રીતેથી દેવાયરે.
આનંદ ઉત્સવ આજનો મળી માનુંની મંગળ ગાય,
હેતે હળી મળી આવતી હૈયે હરખ ન માય.

બધા—

૭૩

પ્રભુ મ્હેર રાખશો દયા દ્રષ્ટિ દાખશો;
માગીએ સઉ મળીને આજ
થાય આર્ય ભુમિ માંય, શિવાજી સમાન રાય—
એજ ઇચ્છે આર્યનો સમાજ
રઘુનાથ જેવા વીર, ધર્મ ધારીને સુધીર.
પ્રગટ થાય સ્વામી સેવાકાજ
આજ આજ આજ આજ આજ
થયો ખેલ પૂર્ણ તુજ કૃપા થકી
ખરે પ્રેમે વંદીએ જગતપતિ.



# જાહેર ખબર.

નિચે મુજબ કિમતથી નાટકના ઓપેરાની ચોપડીઓ જે સાહેબોને જોઈતી હશે તેને રોકડે પૈસે વાંકાનેર આર્યહિત વર્ધક નાટક કમ્પની પાસેથી મળશે:—

| | | | |
|---|---|---|---|
| જગતસિંહ નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| શેલમાલા નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ચંદ્રકાન્તા નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| નર્મદા......નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| શુરવીરશીવાજી નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| પ્રેમચંદ્રિકા નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સીતાસ્વયંવર નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સત્યવાદી હરિશ્ચંદ્રના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| કુમુદકિશોરી નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| મહારાણા પ્રતાપના... | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ગોપીચંદ નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| કેદાસોંધ નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| રાતી સુંદરબાના ... | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ઈન્દુમતી નાટકના ... | ઓપેરા | ... | ૦—૨—૦ |
| રમણ સુંદરી નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સંસારી સાવિત્રી નાટક | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ભીમંગાઈના નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| નરસીંહમહેતાના | ઓપેરા | ... | ૦—૨—૦ |

ઉપરનાં પુસ્તકો કંપનીના મુકામેથી મળસે તેમજ ગુજરાતના તમામ નાનીમોટા શેહેરોમાં અમારી કંપનીના દરેક એજંટો પાસેથી મળશે—વિનંતી

ગ્રંથકર્તા